ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત કરે છે ને તેથી બધા દેવોમાં પૂજવા લાયક (યજ્ઞ) મને પ્રાપ્ત કરે છે.

**ऋचं सामयजामहे याभ्यां कर्माणि कृण्वते ।**
**विते सदसि राजतो यज्ञं देवेषु वक्षतः ॥३२॥**

**प्र ४. अ २. द ८. मं १०. ईशोक्तिः**

वयं (**ऋचं**) वाचं (**साम**) प्राणं (**यजामहे**) दत्तवन्तः छन्दसि कालानियमः यजदेवपूजासंगती करणदानेष्विति धातुपाठः (**याभ्यां**) ऋक् सामाभ्यां वाक्प्राणाभ्यां जिज्ञासवः (**कर्म्माणि**) स्वाभिलषित कृत्यानि (**कृण्वते**) साधयन्ति (**ते**) ऋक्सामे (**सदसि**) मनुष्यशरीर मण्डपे देहेन्द्रियप्राणसङ्घातलक्षणे (**विराजतः**) विशेषेण शोभेते प्रणवजप प्राणायामाभ्यां क्रमेणोत्कृष्टां कक्षामधिरोहतःततः किमित्याह यज्ञमिति तथाभूते ते (**देवेषु**) सर्व देवेषु मध्ये (**यज्ञं**) यजनीय मां (**वक्षतः**) वहतः प्रापयतः ॥

અરે સમસ્ત પ્રજાઓ ! પ્રકાશમાન યોગના બળથી સ્વર્ગના પતિ અને પાલક મને તમારા પોતાના સાથે અભેદ માનીને સારી રીતે પ્રાપ્ત કરો જે હું અતિથિ માફક સર્વ પ્રિય એકલોજ છું. વળી તેજ હું સર્વ પ્રિય ને પોતાનાજ આત્મારૂપ બનેલા પુરાણ પુરૂષ તથા મધુમતિ ભૂમિકાના વિજય વિગેરેથી અસંપ્રજ્ઞાત યોગને મેળવવા ઇચ્છનારને માટે નવીન તથા માર્ગદર્શક છું. રસ્તો ખુલ્લો મુકનાર છું. મારી પ્રાપ્તિની ઇચ્છાવાળા મુમુક્ષુ અને મારી આરાધના માટે તત્પર ભક્ત સારૂ એકજ એવો પ્રસિદ્ધ હું સનાતન છું. યોગમાર્ગ ને ભક્તિ માર્ગ બન્ને ખુલ્લા કરૂં છું.

**समेत विश्वा ओजसापतिं दिवो य एक इद्भूरतिथिर्जनानाम् ।**
**स पूर्व्यो नूतनमाजिगीषंतं वर्तनीरनुवावृत्त एकइत् ॥३३॥**

**( प्र ४. अ २. द ९. मं ३ ) ईशोक्तिः**

(**विश्वाः**) समस्ताः प्रजाः ! (**दिवः**) द्योतमानस्य योगस्य (**ओ**

असा) बलेन (पतिं) सर्वस्वामिनं मां यद्वा (दिवः) स्वर्गस्य (पतिं) पालकं (समेत) सम्यक् स्वात्माभेदेन लभध्वं कीदृशोऽहं (जनानाम्) लोकानां (अतिथिः) तद्वत्प्रियः यः (एकइत्) एकएव (भूः) अहं भवामि भवतेः कर्तरि क्विप् सर्वेषु स्त्रीपुत्रादिष्वात्मार्थं प्रेमदर्शनात्–अन्यार्थमात्मनि तदभावात् "नवा अरेः पत्युः कमाय पतिः प्रियो भवति" तदेतत्प्रियः पुत्रादित्यादि श्रुतेः (सः) सर्व प्रियः स्वात्मभूतोऽहम् (पूर्व्या) पुरातनः (आजिगीषन्तम्) मधु मत्यादि भूमिका विजय क्रमेण संस्कार शेषाख्यमसंप्रज्ञातयोगं लब्धुमिच्छन्तं (नूतनम्) नवीनम् (वर्तनीः) मार्गः लक्षणया तत्प्रदर्शकः सन् (अनुवावृते) अनुवर्तयामि अनुगृह्णामि अपि वा (वर्तनीः) मार्गान् (अनुवावृते) उद्घाटयामि यद्वा आजिगीषन्तम् मदवासिकामं मुमुक्षुम् (नूतनम्) अभिनवं मदाराधने सद्यः प्रवर्तमानं स्वभक्तं (अनु प्रति एकइत्) एकएव (सः) प्रसिद्धः (पूर्व्यः) सनातनः (वर्तनीः) योगमार्गो भक्तिमार्गो वा (वावृते) विवियते मया इति शेषः

હે સર્વ દુઃખોના છેદક પરમાત્મન્ સર્વ મનોરથોના પૂરક! સંસારના સર્વ ઉપદ્રવોથી દૂર ખેંચી કાઢીને અમારૂં પાલન કરો અતિશય બળવાન સર્વ શક્તિયુક્ત આપના દર્શન માટે અમો આપની પ્રાર્થના કરીએ છીએ. સર્વ શક્તિના નાથ આપના માટે આ કઠણ નથી,

## पंचमः प्रपाठकः

### विश्वतोदावन् विश्वतो न आभर यं त्वा शविष्ठमीमहे ॥३४॥

**प्र ५. अ २. द ६. मं १ जीवोक्तिः**

(विश्वतः) विश्वेषां सर्वेषां दुःखानाम् (दावन्) छेदक दाप्लवने वनिप् अपि वा (विश्वतः) सर्वेषामभीष्टानाम् (दावन्) दातः सर्व मनोरथं पूरक परमात्मन् विश्वतः) विश्वैरुपायैः (नः) अस्मान् आसमन्तात् (भर) पालय यद्वा (विश्वतः) सर्वस्मात् सांसारिकोपद्रववृन्दात् (आ) आकृष्य उद्धृत्य (भर) आहर स्वाभिमुखमानय (यम्) (त्वा) त्वाम् (शविष्ठम्)

अतिशयेन बलिनं सर्वशक्तिसमन्वितम् (ईमहे) प्रार्थयामहे दर्शनमिति शेषः नैतद् दुर्घटं सर्वशक्तिमतस्तवेति भावः

જે પરમાત્મા વસંતાદિ સર્વ ઋતુઓમાં છે. સર્વના હિતની કામના વાળા પ્રસિદ્ધ અને વેદાંતમાં જણાવ્યા પ્રમાણે સ્વાત્મ રૂપ હોવાથી અપરોક્ષ પણ ભક્તિથી સાક્ષાત્કાર કરી શકાય તેવાને સર્વ ઐશ્વર્ય–પ્રભાવથી યુક્ત છે. એવા આપની હું પ્રાર્થના કરૂં છું. હે ભગવન્ આપનાં સ્વરૂપાનંદ ધનની ઇચ્છાવાળા સાધન ચતુષ્ટય સંપન્ન મુમુક્ષુને, સ્વરૂપભૂત વિષ્ણુ પદ, મોક્ષરૂપી ધનવાળું, આપ આપો છો. અહિંસા વિગેરે વ્રત રહિતનાને પોતાની ઇચ્છાઓ પણ મળતી નથી. (મોક્ષ લાભતો મળેજ શાનો ?) ને તેને બ્રહ્માનંદસ્વરૂપી મોક્ષ ધનનો સ્પર્શ જ થતો નથી.

ધનને આપનાર મનુષ્યો લૌકિક અને પારલૌકિક વસવા લાયક મનોહર મહેલ રાજ્ય આદિ સર્વ ઉચ્ચ અધિકારવાળા પદને પુષ્કળ ધનને મેળવે છે. વ્રત રહિતનો માણુસ કોઇપણ રીતથી શમદમાદિકથી મોક્ષને, આ સુખને મેળવતો નથી.

**एष ब्रह्मा य ऋत्विय इन्द्रो नाम श्रुतो गृणे ।।३५।।**

**(प्र ५. अ २, द ६. मं २) जीवोक्तिः**

(यः) परमात्मा (ऋत्वियः) वसन्तादिकसर्वऋतुषु वर्तमानः लक्षणया सर्वदा सर्वहितकामः नाशवर्जितो वा (नामश्रुतः) विश्रुतः प्रसिद्धः (एष) स्वात्मतया अपरोक्षः भक्ति प्रभावाज्जनैः साक्षात्क्रियमाणो वा (इन्द्रः) सर्वैश्वर्य्योपेतः वर्तत इति शेषः (गृणे) स्तोमितमित्यध्याहारः

**शं पदं मघं रयीषिणे न काममव्रतो हिनोति न स्पृशद्रयिम् ।**

**प्र ५. अ २, द ६. ऋ ५. जीवोक्तिः**

भगवन् (रयीषिणे) भवत् स्वरुपानन्द धनलिप्सवे अहिंसादि यम पञ्चकव्रतवते व्यतिरेकेऽव्रत इति दर्शनात् तल्लाभः साधन चतुष्टय सम्पन्नाय मुमुक्षवे (शम्) निरतिशय सुखं (पदम्) स्वरुपभूतम् तद्विष्णो

परमं पदमित्यादौ पदशब्दस्य स्वरूपार्थकतायाः दृष्टत्वात् (**मघम्**) महनीयम् निरतिशय ब्रह्मानन्दस्वरूप मोक्षधनमिति यावत् वितरसि इति शेषः (**अव्रतः**) व्रतमित्येषः अहिंसादेः संज्ञाजातिदेशकालसमयानवच्छिन्नः सार्वभौमा महाव्रतमिति सूत्रेण जात्यादि अनवच्छिन्नत्वेनतेषां महाव्रतताया योगदर्शने प्रतिपादनात् तद्वर्जितो हिंसादि पुरुषः (**कामम्**) स्वाभीष्टम् लौकिकं पुत्रवनितादिसुखं (**न हिनोति**) न लभते मोक्षलाभस्तु तस्यकुत इत्याह ( **न स्पृशद्रयिम्** ) ब्रह्मानंद स्वरूपं मोक्षधनं न स्पृशति । व्रत-हीनस्य मोक्षसुखस्पर्श एव दुर्लभः तद्प्राप्तेस्तुका कथेति भावः। अपि वा (**रयिषिणे**) रयीषीणः रयिं–धनं प्रेषयन्ति प्रयच्छन्ति ते धनदातारो मनुष्याः (**शम्**) सुखम् लौकिकं–पारलौकिकं च पदं वासोचित मनोहरगृहं राजमन्त्र्यादि सर्वोच्चाधिकारं वा (**मघं**) प्रभूतं धनं लभन्त इति शेषः (**अव्रतः**) वदान्यताव्रतवर्जित पुरुषः (**कामम्**) अतिशयेन सर्वथा (**नहि-नोति**) न लभते शमादिकमित्यर्थः तदेव विवृणोवि (**नस्पृशादिति**)

હે ભગવન્! આપનાં સ્વરૂપાનંદ ધનની ઇચ્છાવાળા સાધન ચતુષ્ટય સંપન્ન મુમુક્ષૂને સ્વરૂપભૂત વિષ્ણુપદ મોક્ષરૂપી ધનવાળું આપ આપો છો. અહિંસા વિગેરે વ્રત રહિતનાને પોતાની ઇચ્છાઓ પણ પણ મળતી નથી. (મોક્ષલાભ તો મળેજ શાનો ?) ને તેને બ્રહ્માનંદ સ્વરૂપી મોક્ષધનનો સ્પર્શ જ થતો નથી.

ધનને આપનાર મનુષ્યો લૌકિક અને પરલૌકિક વસવા લાયક મનોહર મહેલ રાજ્ય આદિ સર્વ ઉચ્ચ અધિકારવાળા પદને પુષ્કળ ધનને મેળવે છે. વ્રત રહિતનો માણસ કોઇપણ રીતથી શમદમાદિક મોક્ષનાં આ સુખને મેળવતો નથી.

**सदा गावः शुचयो विश्वधायसः सदादेवा अरेपसः ॥३७॥**

**(प्र ५. अ २. द ६. मं ६) जीवोक्तिः**

भगवन्! भवत्प्रणिधात्तृणां (**गावः**) वाचः (**शुचयः**) स्वच्छा विशुद्धो ( **विश्वधायसः** ) विश्वेषां परानुद्वेजकत्व माधुर्यहितकरत्वादि

गुणानां धारिका: । विश्वस्य प्राणीजातस्य प्रोत्साहनादिना पोषिका विश्वस्य विश्वात्मनो भवतो धारिका गुणानुवादन परा वा किं च तेषां (**देवाः**) इन्द्रियाणि (**अरेपसः**) निष्पापा भवन्तीति शेषः । अपि वा कारूणिक परमेश्वर क्षीर घृतादि प्रदानाय विश्वधायसः जगद्धारिकः (**गावः**) धेनवः (**शुचयः**) पवित्राः—अस्माकं कृते भवता सृष्टा इति शेषः गोभिर्जगद्ध्रियते । अत एव विद्वांसो धवलवृषलवदर्शृंगवृतां वसुंधरां संगिरन्ते । दुग्धाद्यलाभे स्यादेव जगद्विप्लवः (**सदा**) सर्वदा (**अरेपसः**) निष्पापा सरल चेतसः (**देवाः**) तद्वद वन्दनीया विद्वांसोऽस्मभ्यंसन्मार्ग मुपदेष्टुमुत्पादि ता इत्यर्थः ।

હે ભગવન્! આપના ભકતોની પવિત્ર વાણીઓ માધુર્ય અને હિતકારી પણાના ગુણવાળી પ્રાણીમાત્રના ઉત્સાહને પોષનારી છે. વિશ્વના આત્મા એવા આપના ગુણગાન પરાયણ છે. તેમની ઇંદ્રિયો નિષ્પાપ છે. અગરહે કારૂણિક પરમાત્મન્! દુધ દહીં આપવાને માટે જગદુદ્ધારક પવિત્ર ગાયોને આપે ઉત્પન્ન કરી છે. ( ગાય જગતને ધારણ કરનાર છે ) આથી વિદ્વાનો “ બળદના શૃંગ પર ધારણ કરાયેલી વસુંધરાને જણાવે છે. ”

દુધ આદિ ન મળે તો જગત નાશ પામે સદાય તે નિષ્પાપ અને સરળ ચિત્ત વાળી હોય છે. તેજ ગાયોની માફક પૂજ્ય વિદ્વાનોને અમોને સન્માર્ગનો ઉપદેશ આપવાને માટે આપે ઉત્પન્ન કર્યાં છે.

**उपप्रक्षे मधुमति क्षियन्तः पुष्येम रयिं धीमहे त इन्द्र ॥३८॥**

**(प्र ५ अ २. द ६. मं ८) जीवोक्तिः**

(**प्रक्षे**) प्रकृष्टे, सर्वोत्तमे क्षीयति निवसति ध्यानेनवतिष्ठते योगी यस्मिन् समाधौ स प्रक्षः समाधि तत्र मधुमति मधुभूमिके मधुमत्यादि भूमिका विशेषयुक्ते (**क्षियन्तः**) निवसन्तो वर्तमानाः (**रयिम्**) विवेकख्याति रूपं धनं (**पुष्येम**) पोषयेम केनचिद्विघ्नेन स्थान्युपनिमंत्रादिना प्रतिहतः समाधिभ्रष्टः माभूमेत्यर्थः अपि वा भवत्प्रसाद लब्धं स्वात्मानन्द सुखं समाधौ प्रतिभासमानं (**रयिम्**) धनम् (**उपपुष्येमः**) उपभुञ्जीमहि (**इन्द्रः**)

परमेश्वर (ते) तव, त्वां छान्दसी कर्मणिषष्ठी (धीमहे) ध्यायेम। अत्र यद्वक्तव्यंतद्योग भाष्ये विशदि कृतं विस्तारभयान्नेह प्रतन्यते॥

જેનો અંદર ધ્યાન વડે સર્વ શ્રેષ્ટમાં વસી શકાય તેવી મધુ મતિ આદિ સમાધિમાં રહેલા, વિવેક નામના ધનને અમો પોષીએ; એટલે સ્થાન ભ્રષ્ટ થવા જેવા કોઈપણ વિઘ્નથી અટકી પડી સમાધિ ભ્રષ્ટ અમો ન થઈએ. ઉપરાંત આપની કૃપાથી પ્રાપ્ત કરેલા સ્વાત્મા નંદના સુખને સમાધિમાં પ્રાપ્ત થતા ધનને ભોગવીએ હે ઈન્દ્ર આપનુ અમો ધ્યાન ધરીએ છીએ.

આ વિષયનું વિસ્તાર પૂર્વક વર્ણન પાતંજલ યોગ દર્શનમાં છે

**अर्चन्त्यर्कं मरुतः स्वर्का अस्तोभति श्रुतो युवा स इन्द्रः ।३९।**

**(प्र ५. अ २. द ६. अ ९) जीवोक्तिः**

(**स्वर्काः**) अर्चत्यनेनेत्यर्कः स्तोत्रंसशोभनो येषां ते भवत्प्रशंसकाः (**मरुतः**) वायुसमान वेगः वेगेन त्वामभ्यागच्छन्त इति यावत् (**अर्कम्**) अर्चनीयं त्वां अर्चन्ति प्रत्यहं समाधौ पूजयन्ति ध्यानेन पश्यन्ति योगिन इति शेषः (**सः**) लोकवेदप्रसिद्धः (**श्रुतः**) प्रथितः (**युवा**) नित्य तरुण्योपेत एकरसः (**इन्द्रः**) सर्वैश्वर्यसम्पन्नो भवान् (**आ**) आभिमुख्येन (**स्तोभती**) समाधिप्रतिपक्षमन्तराय जातं रुणद्धि लक्षणया नाशयती त्यर्थःष्टुभ स्तम्भे (**भू० आ०**) व्यत्येन परस्मैपदम् (**अर्कम्**) अर्च कर्मणि घञ् कुत्वम्॥

હે ઇન્દ્રદેવ! સારાં પૂજાનાં સાધનરૂપ સ્તોત્રવાળાં આપના પ્રશંસકો વાયુ સમાન વેગથી આપની પાસે આવે છે. પૂજ્ય એવા આપને ધ્યાનથી યોગીઓ જુએ છે. તે લોક અને વેદોમાં પ્રસિદ્ધ કાયમની યુવાવસ્થાવાળા એટલે નિર્વિકાર ઐશ્વર્ય સંપન્ન આપ ચારે બાજુથી સમાધિમાં વિરૂદ્ધ જનારી અડચણોને નાશ કરો.

**प्रव इन्द्राय वृत्रहन्तमाय विप्राय गाथं गायत यं जुजोषते ।४०।**

**(प्र ५. अ २. द ६. मं १०) ईशोक्तिः**

अयि मनुष्या ! यूयं (**विप्राय**) व्यापकाय मेधाविने सर्व विदेवा (**वः**) युष्माकं (**वृत्रहन्तमाय**) अतिशयेन विघ्नध्वंसकाय (**इन्द्राय**) ऐश्वर्य्यो पेताय परमात्मने तं प्रसादयितुम् इति यावत् (**गाथं**) गातव्यम्। अनिश मावर्तनीयं प्रणवं (**प्रगायत**) प्रकर्षेण तदर्थभावनेन समं पटत उच्चार्यत कीदृशोऽसौ गातव्य प्रणवः यं प्रणवं (**जुजोषते**) वाचकत्वेन सेवते तस्य वाचकः प्रणवः इति योगोक्तेः। प्रियते–कामयते–वा विश्वम्भर इति शेषः (**विप्राय**) विपूर्वात् प्रापूर्णे इत्यस्मात्कर्तरिकः (**वृत्रहन्तमाय**) वृत्र पूर्वा द्धन्ते कर्तरिक्विप् ततस्तमप जुजोषते जुषि प्रीति सेवनयोः (**तु० आ०**) व्यत्येन शप् द्वित्वं छान्दसम्

અરે મનુષ્યો ! તમે વ્યાપક, બુધ્ધિશાળી, સર્વજ્ઞ વૃત્રઘ્ન એટલે સર્વ વિઘ્નોને નાશ કરનાર તથા ઐશ્વર્યયુક્ત પરમાત્માને પ્રસન્ન કરવા સારૂ ગાન કરવા યોગ્ય ૐકારનું ગાયન યા રટણ કરો જેને માટે વિશ્વંભર પ્રીતિ કરે છે તે જ ૐકાર છે ને તેને વાચ્યવાચક ભાવથી અવલંબન કરે છે.

## भगो न चित्रो अग्निर्महोनां दधाति रत्नम् ॥४१॥

**(प्र ५. अ २. द ७. मं ३)  जीवोक्तिः**

(**भगः**) सूर्यः (**न**) इव (**चित्रः**) चाजनीयः साक्षात्करणीयों वा नानाविभूतिभूषितो वा अग्नि अग्रणीः तद्वन्निर्दोषस्तेजस्वी वा परमात्मा (**महोनाम्**) महतां योगजमहिमभाजां स्वानुचरणाम् (**रत्नम्**) रम-णीयम् स्वदर्शनं (**दधाति**) ददाति–अपि वा (**रत्नम्**) मुक्ति प्रदत्वेन रम्यं विवेक साक्षात्कारं (**दधाति**) पुष्णाति प्रत्यूह निरासेन स्थिरीकरोति

સૂર્યની માફક સાક્ષાત્કાર કરવા યોગ્ય અનેકપ્રકારની વિભૂતિથી આ ભુષિત અગ્રણી અગ્નિ! તેનીજ માફક નિર્દોષ અને તેજસ્વી પરમાત્મા યોગથી ઉત્પન્ન થયેલા મહિમાવાળાને, પોતાનું રમણીય દર્શન આપે છે; ઉપરાંતમાં મુક્તિ આપનાર હોવાથી રમ્ય રમણીય વિવેક સાક્ષાત્કારનું પોષણ કરે છે. અડચણ દૂર કરીને સ્થિર કરે છે.

**विश्वस्य प्रस्तोभ पुरो वासन्यदि वेह नूनम् ॥४२॥**

**(प्र ५. अ २. द ७. मं ४) जीवोक्तिः**

(**विश्वस्य**) समस्तस्य प्रत्यर्थि वर्गस्य (**प्रस्तोभ**) प्रकर्षेण घातक विश्वेन प्राणिजातेन स्तवनीय वा परमात्मन् (**पुरः**) पुरि शरीरे विश्वस्ये त्यनुषङ्गः (**वासन्**) वसन् दैर्घ्यं छान्दसम् (**इह**) अस्मिन् भवद्धियानाम स्माकं समाहिते चेतसि (**यदि**) यदा आविर्भवेद् भवान् वा तदा महती दयेति शेषः। (**नूनम्**) निश्चितम् नात्र संदेह गन्ध ईतिभावः ॥

હે પ્રભો! સમસ્ત અડચણોનો એકદમ નાશ કરનાર પ્રાણીમાત્રની સ્તુતિ યોગ્ય પરમાત્મા. વિશ્વના શરીરમાં વાસ કરનાર આપ આપના તરફ વળતા અમારા સમાધિમય ચિત્તમાં પ્રગટ થાઓ. ખરેખર નિઃસંદેહ અમારા ઉપર દયા થાય.

**वि स्रुतयो यथा पथा इन्द्रत्वद्यन्तु रातयः ॥४३॥**

**( प्र ५. अ २. द ७ मं ७) जीवोक्तिः**

(**इन्द्र**) सर्वेश (**त्वत्**) त्वत्तः (**रातयः**) दानानि (**वि**) विज्ञे, दानार्हे, विदुषि ब्राह्मणादौ योग्यभाजन इति यावत् यान्ति गच्छन्ति (**यथा**) तथा (**स्रुतयः**) स्वस्वविषयदेशं प्रतिगमनकारिणीन्द्रियाणि (**वि**) उत्तमत्वेन विश्रुतान् ख्यातान् (**पथा**) पथः मार्गान् सदध्वनः (**यन्तु**) व्रजन्तु भवत्करुणया संयतेन्द्रियाः स्यामिति भावः ॥ (**स्रुतयः**) स्रु गतौ कर्तरि क्तिच् ॥

હે ઇન્દ્ર! સર્વ શાસક! આપના તરફથી બક્ષીસો દાન યોગ્ય વિદ્વાનો પ્રતિ જાય છે. જેવી રીતથી પોતાના વિષય તરફ જનારી ઇન્દ્રિયો પ્રખ્યાત શ્રુતિ આદિ સારા માર્ગમાં વળે છે. તેવી રીતથી આપની કૃપાથી ઇન્દ્રિય પર નિગ્રહને અમે મનુષ્યો પ્રાપ્ત કરીએ.

**ऊर्जा मित्रो वरुणः पिन्वतेडाः पीवरीमिषं कृणुही न इन्द्र ।**

**प्र ५ अ २ द ७. मं ९. जीवोक्तिः**

(**इन्द्र** ! (**मित्रः**) सूर्यः (**वरुणः**) जलाधिष्ठातृदेवः त्वं च सर्वे

यूयं (**ऊर्जा**) बलेन लक्षणया तद्वर्धकेन प्राणायामेन (**इडा**) इडोपलक्षितः सूर्यचन्द्रस्वरं (**पिन्वत्**) पुष्टिं नयत–पिन्वतिरत्र पोषण कर्मा किञ्च (**नः**) अस्माकं कृते (**पीवरम्**) प्रवृद्धाम् सर्वातिशायिनीम् (**इषम्**) इष्टाम्–समाधि सुख सम्पदम् (**कृणुहो**) कुरु संपादय अपि वा (**इन्द्र**) त्वं (**मित्रः**) (**वरुणः**) सर्वे यूयं (**उर्जा**) बलेन शक्त्या सह (**इड़ा**) ईड्यते स्तूयते प्रभुर्याभिस्ताः–भगवद्भक्तयः वैध्यनुरक्तिपराख्यास्ताः (**पिन्वत्**) प्रयच्छत सबलं स्वानुरागं वितरतेति भावः किञ्च (**पीवरीम्**) प्रवृद्धाम् पूर्णाम् (**इषम्**) इष्टाम्–स्वातन्त्र्यलक्ष्मीं (**नः**) अस्म दर्थम् (**कृणुही**) साधय

હે ઇન્દ્ર! મિત્ર સૂર્યદેવતા, વરૂણદેવતા, આપ સર્વ બળવડે એટલે તે વધારનાર પ્રાણાયમથી, ઇડાશબ્દથી સુચવાતા સૂર્યચન્દ્ર સ્વરની પુષ્ટિ કરો. અમારા માટે વૃદ્ધિ પામેલી સર્વથી શ્રેષ્ટ સમાધિ સુખની સંપત્તિ સંપાદન કરો.

આપ સર્વ દેવો શક્તિ સાથે ભક્તિ સહિત બળવાન પ્રેમને આપો. પૂર્ણ સ્વતંત્રતાને અમારા માટે સિદ્ધ કરો–પ્રાપ્ત કરો.

**अयं सहस्रमानवोदृशः कवीनां मतिर्ज्योतिर्विधर्म**
**ब्रध्नः समीचीरुषसः समैरयदरेपसः स चेतसः**
**स्वसरे मन्यु मन्तश्चिता गोः ॥४७॥**

**(प्र ५ अ २. द ८. मं २) जीवोक्तिः**

(**सहस्रमानवः**) असङ्ख्यातानुचरः (**दृशः**) मुमुक्षुभि र्द्रष्टव्यः योगिभिः समाधौ साक्षात्कारणीयः (**कवोनाम्**) मेधाविनाम् (**मतिः**) मननीयः आधर्नायः "बुद्धि र्बुद्धिमतामस्मी इति गीतावचनात्" प्रज्ञा वा कर्मणि भावे वा क्तिन् (**विधर्म**) विधारकः सर्वे नियन्ता (**ज्योतिः**) स्वयंप्रभा परमेश्वरः (**ब्रध्न**) परिवृढः संसारतरुमूलभूतो वा (**सचेतसः**) सहृदयस्य सदसद् विचार कुशलस्य गुरोः सम्बन्धिन्याः (**गोः**)

वेदवाचः (**स्वसरे**) दिवसे उपदेशावसरे यदास्मभ्यं गुरुर्वेदगिरमुपदिशति तदेत्यर्थः (**मन्यु**) मुधैव गतं मानुषं जन्म किमेभिः क्षणभङ्गुरैः पदार्थैः कान्ता पत्यस्नेहपाशबद्धोऽहं नाकार्षं कर्तव्यं न वाशक्नुवम् लब्धव्यं लब्धुं हा हन्त हतोस्मि मया मूढेन दुर्लभमानुषजन्मकलधौतदानेन कामिन्यादि संपर्कजविषयानन्द वराटकः क्रीतः प्रेतस्य मे का गति र्भविष्यति नूनं मामात्मसात् करिष्यति तपनतनवः। तन्निदेश गृहीत प्रचण्ड दण्डास्तद्भृत्याः स्वर्गपथं प्रतिष्ठासु मामधं चन्द्रयित्वा सुघोरं निरयनिलयं नेष्यन्ति पापकेन मया नार्जितो विवेकसाक्षात्कारो येन मुच्येय संसृति बन्धनादिति शोकं (**अन्तः**) चेतोमध्ये समुत्पन्नं (**समैरयत्**) समीरयति सम्यक् करुणया ब्रह्मसाक्षात्कारमुत्पाद्य क्षिपति निवारयति ततो भगवत्प्रसाद लब्धोत्साहेन मुक्तिसाधनार्जननिवृतान्तरायेण मया (**अरेपसः**) अविद्या तमो विरोधिन्यः (**समीचीः**) समीच्य समीचीनः उषसः अविद्यारजनी प्रभातस्थानीया ब्रह्माकार वृत्तयः (**चिताः**) सम्पादिताः॥ यद्वा (**सः**) देवः (**चेतसः**) चेतसि मनसि (**समीचीः**) समीचीनाः विशुद्धाः (**उषसः**) अभिलष्यमाणा अज्ञानान्धकार विनाशिन्यः शोभन प्रज्ञाः (**समैरयत्**) समीरयति सम्यग्गमयति इर गतौ कम्पेन चेति धातु पाठः! कीदृश्यः (**अरेपसः**) संशयादि पापवर्जिताः (**गोः**) सूर्यस्य (**स्वसरे**) दिवसे तदुपलक्षिते प्रकाशे (**मन्युमन्तः**) प्रकाशान्विताः विवेकान्वित चेतस्का इतियावत्। (**चिताः**) भवता संपादिताः॥ भवद्दयया कर्तव्यावसरे किं कर्तव्यता विमूढा न भवामः। अपि वा स्वसरे पारस्परिक संग्रामदिवसे (**मन्युमन्तः**) प्रकाशवन्तः दीप्तगात्रास्तेजस्विनः क्रोधयुक्ता वा सपत्नाः (**गोः**) सूर्यस्य तत्समस्य मम तेजसा **चिताः**) अपचिताः हीन तेजस्काः भवन्त्विति शेषः (**व्रध्नः**) वध बन्धने (**क्रि० प०**) ततो नक् प्रकृते र्बधादेशः (**वध्नाति**) प्रति बध्नाति तिमिरं बध्यते संबध्यते वा सकन्ध शाखादिभिः (**मन्युः**) मन ज्ञाने युच् मन्यते परिज्ञायतेऽसौ शोकः मन्यते दीप्यतेऽनेन मानवो (**मन्युः**) क्रोधः मन्यते दीप्ति कर्मणो युजिति देव राजः भावेतु मननं प्रकाशः (**स्वसरे**) स्वसरं दिनं स्वयेनात्मना सरति

गच्छति स्वशद्वोपपदात सरतेरच् अथवा स्वरादित्यः सरति अन्तर्भावितण्यर्थः, आदित्येन सार्यते गम्यते स हि सो दयास्तमयाभ्यां तद् गमयति स्वस्यते वा सूर्योहि दिवसं क्षिपतिसुपूर्वात् असु क्षेपणे ( द्वि० ५०) इत्यस्मादौणादिकोऽरच् एवमेवायं शब्दोदेवराजेन व्याख्यातः

અગણિત સેવકોવાળા, મુમુક્ષુઓથી જોવા લાયક, યોગીઓવડે સમાધિમાં સાક્ષાત્કાર કરવા યોગ્ય, બુદ્ધિશાળીઓને પ્રશંસાપાત્ર અને તેમની બુદ્ધિરૂપ, વ્યવસ્થા કરનાર સર્વનિયામક સ્વયંપ્રકાશ પ્રભુ સમર્થ અગર સંસારરૂપી ઝાડના મૂળરૂપ, પરમાત્મા સહૃદયગુરૂ—સદ્ અસદ્‌ના જાણકાર ગુરૂની વેદવાણીના ઉપદેશ વખતે અંતઃકરણમાં ઉત્પન્ન થએલા શોકને બ્રહ્મસાક્ષાત્કારથી દૂર કરે છે. પછી ભગવાનની મહેરબાનીથી ઉત્સાહિત બનીને નિર્વિઘ્ન મુક્તિના સાધનને પ્રાપ્ત કરીને અવિદ્યારૂપી અંધકારને દૂર કરનાર તથા અવિદ્યારૂપી રાત્રીના સવાર બ્રહ્માકારવૃત્તિઓ સંપાદન કરે છે.

અથવા તે દેવ અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરનાર હોઈ મનમાં વિશુદ્ધ સારી બુદ્ધિને ઉત્પન્ન કરે છે. તે બુદ્ધિ સંશય રહિત છે, અથવા સુર્ય સંબંધી દિવસમાં એટલે પ્રકાશમાં પ્રકાશપૂર્ણ ચિત્તવાળા આપે અમને બનાવ્યા છે. આપની દયાથી કર્તવ્ય પરાયણ થવા વખતે અમો "કિંકર્તવ્ય મૂઢ" શું કરવું એવા સંદેહમાં પડીએ નહિ. અગર સંગ્રામમાં પ્રકૃષ્ટ બળવાળા ને તેજસ્વી ક્રોધાયમાન શત્રુઓ સૂર્યના જેવા તેજવાળા મને જોઇને નિસ્તેજ થાય એટલે મને એવું તેજ આપો કે જેથી સંગ્રામમાં કોઈ પણ શત્રુ નિસ્તેજ બની સામો થઈ શકે નહિ.

* તા. ક. મારો મનુષ્યજન્મ વ્યર્થ ગયો, ક્ષણભંગુર સ્ત્રીપુત્રની સ્નેહજાળમાં ફસી પડેલા મેં કર્તવ્ય કર્યું નહિ. પ્રાપ્તવ્ય વસ્તુની પ્રાપ્તિ કરી નહિ, દુર્ભાગ્યની વાત છે કે હું માર્યો ગયો, મૂર્ખ મેં દુર્લભ મનુષ્યજન્મરૂપી ચાંદી સોનું આપીને કામિની આદિ વિષય સુખની કોડીઓ ખરીદી. મરણ પછી મારી શી દશા થશે? અરે મને યમરાજ કબજામાં લેશે. તેના હુકમ માનનાર ભયંકર દંડવાળા તેમના

નોકરો, સ્વર્ગમાં જવાની ઇચ્છાવાળા મને ગરદનથી ખેંચીને ઘોર નરકમાં ચોક્કસ લઈ જશે. પાપી એવા મેં વિવેક સાક્ષાત્કાર ન કર્યો કે જેથી હું મોક્ષ પામું. આવા પ્રકારનો શોક થાય છે તે.

# उत्त ार्चिकम्

## प्रथमः प्रपाठकः वा० सा०

**इन्द्र जुषस्व मवहायाहि शूर हरिह ॥**
**पिबा सुतस्य मति नं मधोश्चकान श्चारुर्मदाय ॥४६॥**

**प्र ३. अ १. सू २२. ऋ १**

(**इन्द्र**) परमात्मन् ! (**प्रवह**) प्रकृष्टमभीष्टं मोक्ष सुखमस्मानुपासकान् प्रापय किञ्च (**शूर**) विघ्ननिराकरणसमर्थ (**जुषस्व**) अस्मदभ्यर्थन वाक्यं सेवस्व स्वीकुरुष्व (**हरिह**) हरिंदुष्टाहिं यमुना मध्यगं हन्तिगच्छति दमनाय कृष्ण वपुषीतिहरिहः कालीयाख्यसर्वं वशीकर्ता कृष्णः तत्सम्बोधने हरिह कृष्ण ! अथवा हरिणेन्द्रेण हायते गम्यते विपत्समये तत्संबुद्धौ हरिह इन्द्र रक्षक ! हरिपूर्वात्–ओहाङ्गतौ (जु० आ०) इत्यस्मात् कर्तरि कर्मणि वा कः ॥ (**आयाहि**) आगच्छ अस्मच्चेतसि प्रादुर्भव तत्र द्रष्टान्तः (**मतिर्न**) सुबुद्धिरिव यथा शोभना बुद्धिर्मनसि प्रादुर्भवति तथा त्वं प्रादुर्भवेति भावः (**सुतस्य**) सुतानां पुत्राणामस्माकं **मधोः**) माधुर्योपि तस्य प्रार्थना वचसः (**चकानः**) इच्छन् तेन तृप्यन्वा मदाय अस्मदाह्लदाय (**आपिब**) सस्पृहं मामकीनंमधुरवचो रसमास्वादय येन स्यादस्माकं महान् प्रमोद इति भावः ॥

હે ઇન્દ્ર પરમાત્મન્! અમો ઉપાસકોને ઇચ્છિત એવો મોક્ષ આપો હે શૂર! વિઘ્ન દૂર કરનાર! અમારૂં પ્રાર્થનાવચન સ્વીકારો. હે કાલીયનામના સાપને વશ કરનાર કૃષ્ણ અથવા વિપત્તસમયે જેની પાસે દેવરાજ દોડી જાય છે તેવા રક્ષક દેવ. અમારા ચિત્તમાં જેવી રીતથી સદ્બુદ્ધિ પ્રગટ થાય છે તેવી રીતથી આપ પ્રગટ થાઓ. અમો આપના પુત્રોનાં પ્રાર્થનાવચનો તૃપ્તિપૂર્વક પીઓ–સાંભળો જેથી; અમોને ઘણો જ હર્ષ થાય.

**इन्द्र जठरं नव्यं न पृणस्व मधो र्दिवोन।**
**अस्य सुतस्य स्वा३नोंप त्वामदाः सुवाचो अस्थुः ॥४७॥**

**प्र ३. अ १. सू २२. ऋ २ जीवोक्तिः**

(**नव्यं**) (**जठरम्**) मनो लक्षणं भवद्विदृक्षाक्षुत्पीडितं तत्रोपमानं (**नव्यं**) नवतरं शिशुमिव यथा जननी पयः पायित्वा शिशोः उदरं पूरयति तथेत्यर्थः (**दिवः**) दिव्येन मधोः मधुना (**न**) इव दिव्य मधु सदृश्येनाति भक्ति रसेन (**पृणस्व**) पूर्यस्व (**स्वर्न**) सूर्यस्य इव (**अस्य**) भवदनुरक्तस्य (**सुतस्य**) पुत्रस्य मम (**मदाः**) प्रमोदिकाः (**सुवाचः**) शोभनः सुख बहुलाः वाचो वचांसि उपत्वा तव समीपे (**अस्थुः तिष्ठेयुः**) व्यत्येन लिङर्थे लुङ् भवत्प्रसादादस्माकं प्रार्थना वाचः सत्या भवन्तु स्वाभीष्ट फल-लाभोदिति भावः ॥

હે ઇન્દ્ર! જેવી રીતથી નવા જન્મેલા બાળકનું ઉદર માતા દૂધ પાઇને પુરે છે તેવી રીતથી આપના દર્શનની ઇચ્છારૂપી ભુખથી પીડાતા અમારા મનમાં દિવ્ય ભક્તિરસને આપ ભરો. સૂર્યની માફક આપના ઉપર પ્રીતિવાળા અમો પુત્રોની આનન્દદાયક વાણી એટલે પ્રાર્થનાનાં વચનો આપની પાસે આવો.

આપની કૃપાથી અમારા પ્રાર્થનાનાં વચનો સત્ય થાઓ, ને ઇચ્છિત વસ્તુઓ અમો પામીએ.

**इन्द्रस्तुरापाण्मित्रो न जघान वृत्रं यतिर्न।**
**बिभेद बलं भृगुर्न ससाहे शत्रून् मदे सोमस्य ॥४८॥**

**प्र ३ अ १. सू २२. ऋ ३ जीवोक्तिः**

(**इन्द्र**) ईश्वरः (**तुरापाट्**) सद्यः स्वभक्त सपत्नाभिभावकः (**मित्रोन**) सुहृदिव पुंस्त्वं छान्दसं (**पतिर्न**) परिव्राडिव रती ति शेषः (**वृत्रम्**) स्वान्ताच्छादकम् अज्ञान शत्रुं (**प्रधान**) हन्ति प्रत्यादिशति (**बलम्**) तदीयम् कामक्रोधादि सैन्यं (**बिभेद**) विशेषेण भिनत्ति इतस्ततो विद्रावयति तत्र निदर्शनं (**भृगुः**) स्वरश्मिभिः सस्यादिभर्जकः सूर्यः (**न**) इव यथा

सूर्योऽन्धकारं निरस्यति तथेत्यर्थः (**सोमस्य**) सोम्यस्य प्रियदर्शनस्य सोपासकस्य मम (**मदे**) मोह निमित्तं (**शत्रून्**) उपासन परिपन्थिनः समस्तान वन्तरायान् (**ससाहे**) अभिभति विधूनयति–विनाशयति इत्यर्थः ॥

હે ઇન્દ્ર! મિત્રની માફક પોતાના ભક્તોના દુશ્મનોને હઠાવનારા આપ છો. યોગીની માફક વર્તતા, પોતાના રૂપને ઢાંકનાર, અજ્ઞાન રૂપી શત્રુનો આપ નાશ કરો છો. ધાન્યાદિને ભેદનાર સૂર્ય પોતાનાં કિરણોથી અન્ધકારને ભેદી નાખે છે તેવી રીતથી આપ શત્રુઓનો નાશ કરો છો, આપનું દર્શન જેને પ્રિય છે એવા આપના અમો ઉપાસકોની ઉપાસનામાં અડચણ કરનાર મોહ નિમિત્ત શત્રુનો આપ નાશ કરો.

## द्वितीय प्रपाठकः वा० सा०

**प्रवोर्चोप ॥४९॥**

**प्र ४. अ १. सू २४ ऋ १.**

चतुरक्षरेयम् भो मदनुरागिणः यूयं माम् उपगच्छत मनसा ध्यायत प्र (**प्रकर्षेण**) (**अर्च**) अर्चत पुष्पादिभिः पूजयत (**वः**) युष्मान् अनुग्रहीष्यामि मदनुग्रहेण भवन्तो अवश्यं माम्–साक्षात्कारेण लप्स्यंते ॥

અયિ મારા પ્રેમી મનુષ્યો! મારી પાસે તમે આવો; મનથી મારૂં ધ્યાન કરો. પુષ્પ વિગેરેથી ઘણું જ પૂજન કરો. હું તમારા ઉપર કૃપા કરીશ જ મારી કૃપાથી તમોને મારો સાક્ષાત્કાર થશે જ.

## तृतीय प्रपाठकः वा० सा०

**पावमानीः स्वस्त्ययनीः सुदुघाहि घृतश्चुतः ।**
**ऋषिभिः संभृतो रसो ब्राह्मणेष्वमृतं हितम् ॥५०॥**

**प्र ५. अ. २. सू ८. ऋ ३. जीवोक्तिः**

(**पावमानी**) पावमान्यः पाविकाः पाठ मात्रेणापि पाप पुञ्ज निरासकतया मनः शोधिकाः (**स्वस्त्यनीः**) क्षेम सदन भूता अवश्यं कल्याण प्रदायिकाः विभक्ति व्यत्ययश्छान्दसः (**सुदुघा**) मनोर्थ पूरिकाः (**घृतश्चुत**) घृतम्

प्रदीप्तं प्रवृद्ध भवत्प्रणयं श्चोतन्ति क्षारयन्ति प्रयच्छन्ति इति घृतश्चुतः नितान्त प्रीति वर्धिका त्वदुपदिष्टा वेदवाचः सन्ति इति शेषः ऋषिभिः वेद्विद्भिः (**रसः**) तासां वेदरुचां सारः त्वदनन्य भक्तिरुपः (**संभृतः**) सम्यक् संशय विपर्यय राहित्येन भृतः धृतः गृहीतः अवधारितः प्रमितित्यर्थः (**ब्राह्मणेषु**) ब्रह्मणो बृहतस्तव भक्तेषु उपासकेषु (**अमृतम्**) विनाशवर्जितं तत्फलं कैवल्यं (**हितम्**) निहितं पुरस्तादेव स्थापितं वेदोपदेशसार भक्ति भाजोऽनायासेन त्वदनुग्रहात्सद्यो मुक्तिं समासादयन्ति—इति भावः ।

यद्वा (**रस**) प्रणवः छान्दोग्ये तस्य रसतमत्व प्रतिपादनात्, **वेदसार** प्रणवः, जप्यस्तदर्थश्च ध्यातव्यः " तज्जपस्तदर्थ भावनमिति योग सूत्रम् 'इदमेवचेश्वर प्रणिधानं' 'ब्राह्मणेषु ब्रह्मवेद स्तत्पाठकेषु' इति सायणः वेदपारायणस्य कैवल्य साधनतेति तद्भावः। घ्रियते, सिच्यते, आर्द्री क्रियते, हृदयं येन तद् घृतं, प्रेम, अतःएव घृत प्रेमणोः एकेन स्नेह शब्देन व्यपदेशः यद्वा घृतम् जलं कपटादि स्वान्त पाप मल क्षालकत्वेन साम्यात् प्रेमापि जलं ॥

પાઠ કરવાથીજ પાપના ઢગલાને ખસેડી નાખી મનની શુદ્ધિ કરનાર, કલ્યાણને આપનારી, મનોરથને પરિપૂર્ણ કરનારી, આપના જ્વલંત પ્રેમને ઘણો જ વધારનારી, આપે જેનો ઉપદેશ કર્યો છે તેવી, વેદવાણીઓ છે. તે રસ, આપની અનન્ય ભક્તિરૂપ સાર નિઃસંદેહરીતે ઋષિઓએ ગ્રહણ કર્યો છે. આપના ભક્તોમાં અમર કૈવલ્યરૂપી અમૃતને પ્રથમથી તમે સ્થાપ્યું છે.

વેદના ઉપદેશથી આપની ભક્તિ કરી, શ્રમ વિના આપની કૃપાથી એકાએક મુકિતને પામે છે. વેદનો સાર ૐકાર છે તેનો જપ અને ધ્યાન અવશ્ય કરવાની આજ્ઞા છે.

ઘૃત=હૃદયને દ્રવીભૂત કરનાર એટલે પ્રેમ એવા અર્થમાં સ્નેહ અગર કપટ વિગેરે અન્તઃકરણના મેલને ધોનાર પાણી એવો અર્થ પણ નીકળે છે.

**पावमानी र्दधन्तु न इमं लोकमथो अमुम् ।**
**कामान्समर्द्धयन्तु नो देवी र्दे वैः समाहृताः ॥५१॥**

**प्र ५. अ २. सु ८. ऋ ४**

( **देवैः** ) विद्वद्भिः उपासकैः समाहृताः यथा शक्यमनुष्ठान भुमिमारोपिता ( पावमानीः ) पवित्राः (**देवैः**) दिव्या भवदादिष्टया (**इमम्** ) भुलोकं ( **अथो** ) अपि (**अमुम्**) परलोकं (**दधन्तु**) दृढी कुर्वन्तु किञ्च (**नः**) अस्माकं कामान् काम्यमानान् तपः समुपासन समाधि (**समर्धयन्तु**) उत्तरोत्तर वृध्धेः परां काष्ठां नयन्तु ।

विद्वान ઉपासको वडे એકत्र કરવામાં આવેલા પવિત્ર આપની આજ્ઞાથી આલોક અને પરલોકને દઢ કરો; વળી અમારાં મનોવાંચ્છિત તપ અને સમાધિને ઉત્તરોત્તર વધારી છેલ્લી સ્થિતિમાં પહોંચાડો.

**येन देवाः पवित्रणात्मानं पुनते सदा ।**
**तेन सहस्र धारेण पावमानीः पुनन्तु नः ॥५२॥**

**(प्र ५. अ २, सू ८ ऋ ५) जीवोक्तिः**

(**देवा**) तत्तुल्याः भवदुपासकाः (**पवित्रेण**) रजस्तमो मलापहारकेण समुद्रक्त सत्वेन ( **येन** ) धर्ममेध समाधिना आत्मानं (**पुनते**) प्रकृतितो विविक्तां कुर्वन्ति प्रकृति संभेदादपनयन्ति विशुद्ध स्वरुपे परिणामित्वादि वर्जिते निष्क्रिया संगे स्थापयन्ति तेन सहस्र धारेण सहस्रस्य परमात्मनः धारकेण ध्येयतयाऽवभासकेन सहस्रेण जन्मभिः धार्यमाणेन साध्येन बहु जन्म लभ्येन वा धर्ममेघ समाधिना ( **पावमानीः** ) पावनाः पवित्राः त्वदाज्ञाश्रयः (**नः**) अस्मान् पुनन्तु प्रकृतितः पृथक्कृत्य ( विशुध्धे परमात्मनि स्थापयन्तु विवेक ख्याति प्रापयन्तु धर्ममेघ श्चोपवर्णिता पतंजलिना "प्रसंख्यानेऽप्यकुसीदस्य सर्वथा विवेक ख्याते धर्म मेघः समाधिः" इति सूत्रेण तदर्थश्च प्रसंख्यानं प्रकृष्ट ज्ञानं विवेक साक्षात्कारस्तत्र कु कुत्सितेषु

विषयेषु सीदति कुसीदो रागः तद्विरहितोऽकुसीदः विरक्तस्तस्य सर्वथा सर्वप्रकारेण रजस्तमो मलापगमात् विवेकख्यातेरुदयात् धर्ममेघ समाधिर्भवति धर्मस्य कैवल्यमुलस्यऽशुक्लाकृष्णस्य मेहकत्वात् सेचकत्वात् संज्ञैषा तत्समाधेः ॥ यदा प्रसंख्यानात् विरक्तः सन् धर्ममेघं समाधिं लभते तदा पर वैराग्योदयेन प्रसंख्यानमपि निरुध्यात इति भावः

દેવતુલ્ય તમારા ઉપાસકો રજને તમે રૂપી મળને નાશ કરનાર સત્વપ્રધાન, જે ધર્મમેઘ સમાધિવડે આત્માને પોતાની પ્રકૃતિથી ભેદભાવથી બહાર લાવી ખુલ્લો કરે છે—વિશુદ્ધ, સ્વસ્થ, પરિણામ-રહિત નિષ્ક્રિયના સંગમાં સ્થાપે છે. પરમાત્માને ધારણ કરનાર અનેક જન્મથી મેળવી શકાય તેવી ધર્મમેઘ સમાધિથી પવિત્ર એવી આપની આજ્ઞાઓથી અમને પ્રકૃતિથી જુદા પાડી વિશુદ્ધ પરમાત્માની પાસે લઈ જાઓ. ધર્મમેઘ સમાધિનું વર્ણન પાતંજલીયોગમાં છે. વિવેક સાક્ષાત્કાર અને રાગાદિ મળના નાશ થયેલા હોય તો આ સમાધિ પ્રાપ્ત કરી શકાય છે. તેવો અર્થ છે.

**पावमानीः स्वस्त्ययनी स्ताभिर्गच्छति नान्दनम् ।**
**पुण्याँश्च भक्षान् भक्षयत्यमृतत्वं च गच्छति ॥८३॥**

**प्र ५. अ २. सू ८. ऋ ६ जीवोक्तिः**

भगवन् भवदुपदेश वाचः (**पावमानीः**) पावमान्यः पवमानः पाविकाः पवित्राः पाठमात्रेण विविधभव भावित पाप पुञ्ज निराकरणान् मनसः शोधिकाः (**स्वस्त्ययनीः**) स्वस्त्ययन्यः स्वस्तीति भद्रनाम तस्य प्रापिकाः वर्तन्त इति शेषः ताभि पूर्वोक्ताभि भवदुपदेश वाग्भिस्तदनुरुपं व्यवहरन् नान्दनं नन्दयति समरधयंति विवेक ख्यातिं पुष्णाति इति नन्दमः समाधिः ततो वैराग्यं वा तत आगतः प्राप्तो लब्धः पर वैराग्यमसंप्रज्ञातो वा तं । "ततागत इति अण्" गच्छति प्राप्नोति

**पुण्यान्**) पुण्यंपवित्रं (**भक्षान्**) भक्षं भोग्यमास्वादनीयं स्वात्मा नन्दं छान्दसमधिकारि भेदो वा,ऽधिकंवा, बहुत्वं (**भक्षयति**) भुंक्ते अनु-

भवति जीवितावस्थायामिति शेषः (**अमृतत्वम्**) मोक्षं विदेह मुक्तिं गच्छति देहपातादूर्ध्वं लभते। अपि वा नन्दनम् ( **स्वर्ग** ) नन्दयति नन्दनःततः "स्वर्गऽर्थेकोऽण" (**पुण्यान्**) सुकृदर्जितान् (**भक्षान्**) दिव्य भोगान् भक्षयति आस्वादयति भवन्निदेश काही भुक्तिं मुक्तिं च व्रजती त्यर्थः ॥

હે ભગવન્ ! આપના ઉપદેશની વાણી પાઠ માત્રથી પાપના ઢગલાને દૂર કરી મનને શુદ્ધ કરનારી ભદ્રને કલ્યાણની પ્રાપ્તિ કરાવનારી છે. આપના ઉપદેશની વાણી વડે તેના યોગ્ય આચરણ કરનાર માણસ વિવેક ખ્યાતિ ને પોષણ કરનાર નન્દન સંપ્રજ્ઞાત સમાધિને અને તેનાથી વૈરાગ્યને પ્રાપ્ત કરે છે. ને તેથી તે વૈરાગ્યથી અસંપ્રજ્ઞાતને પ્રાપ્ત કરે છે. પવિત્ર ભોગવવા લાયક આત્માના આનન્દને ઘણોજ અનુભવે છે. (આજીવન દશામાં) મરણ પછી મોક્ષને એટલે વિદેહ મુકિતને પ્રાપ્ત કરે છે.

બીજા અર્થમાં. નન્દન એટલે સ્વર્ગને પુણ્યથી મેળવેલા ભોગોને ભોગવીને આપની આજ્ઞા પ્રમાણે વર્તનાર માણસ મુકિતને મેળવે છે.

**अग्ने विश्वेभिरग्निभिर्जोषि ब्रह्म सहस्कृत ।**
**ये देवत्रा य आयुषु ते भिर्नो महया गिरः ॥५४॥**

**प्र ७. अ १. सू ६. ऋ १ जोवोक्तिः**

(**सहस्कृत**) सहसा अनन्यप्रेम बलेनात्मसात्कृत (**अग्ने**) तदात्मनावतिष्ठमान प्रभवो (**विश्वेभिः**) सर्वैः (**अग्निभिः**) तत्तद्देशैस्तेजस्वीभिः तैस्तै रुपैः राम कृष्णादिभिः (**ब्रह्म**) बृहद् ब्रह्मपुरं वा हृदयं मामकीनं ( **जोषि** ) जुशाष्व आश्रयस्व मम मनसि विराजस्व। किञ्च देवत्रा देवेषु ये तेजो विशेषो (**आयुषु**) मनुष्येषु (**ये**) ये तेजो विशेषाश्च (**तेभिः**) तै तेजोभिः (**गरः**) गिरा वेद वाग लक्षणया विद्यया च (**महया**) प्रशस्तान् कुरु (**नः**) अस्मान् अथवा (**महया**) महत्या, गिरा सर्वोत्तमया

गिरा प्रणव लक्षणया वाचा आहुत इति शेषः देव मनुष्य वर्ति शक्ति विद्याभ्यां माम् सर्वोत्तमं कुरु देवेषु इन्द्रियेषु आयुषु अवस्था भेद भिन्नेषु प्राणनेषु समस्तायुषि इत्यर्थः इहामुत्रचश्रैष्ठ्याय यदिन्द्रिय बलं समस्तजीवन बलं वापेक्षितं तद्दानेन अस्मान् श्रेष्ठतां प्रापयेत्यर्थः । आयवो मनुष्यां इण् गतौ (अ० प्र०) तस्मादुण प्रमाद् ग्रामान्तरं गच्छन्ति इति देवराजः

અનન્ય પ્રેમબળથી સ્વાધીન કરવામાં આવેલા હે અગ્નિદેવ સર્વ તેજસ્વી રામકૃષ્ણાદિ રૂપો વડે બૃહદ્ બ્રહ્મરૂપ મારા મનમાં આપ વિરાજમાન થાઓ. દેવ અને મનુષ્યોના તે તેજો વડે વેદવાણીના લક્ષણ વાળી વિદ્યાવડે અમને પ્રખ્યાત કરો અથવા ૐકાર રૂપી વાણી વડે બોલાવાના આપ દેવને મનુષ્યમાં રહેલી શક્તિ અને વિદ્યા વડે અમને સર્વોત્તમ બનાવો.

આ લોક અને પરલોકમાં ઉત્તમ પદ મેળવવા સારૂ ઇન્દ્રિયના બળને તથા સમસ્ત જીવનબળને આપીને પ્રભુ આપ અમને શ્રેષ્ઠ બનાવો.

## चतुर्थः प्रपाठकः वा० सा०

**प्रसविश्वे भिरग्निभिरग्निः स यस्य वाजिनः ।**
**तनये तोके अस्मदा सम्यङ् वाजैः परीवृतः ॥७७॥**

प्र ७. अ १. सू ६. ऋ २. जावोक्तिः

(**यस्य**) विश्वम्भरस्य करुणया (**वाजिनः**) वयं बलिनो प्रभवामः जीवाम इत्यर्थः (**सः**) एवं विधः (**अग्नि**) अग्रणी परमात्मा विश्वेभिरग्निभिः सर्वै स्तेजो विशेषैः सहितः रामकृष्णादि वपुभिरुपेतो वा (**अस्मत्**) (**अस्मासु**) सुपामिति सप्तम्यालुक् (**तनये**) पुत्रे (**तोके**) तत्पुत्र संतता वित्यर्थः (**सम्यक्**) यथासमयं कालानतिक्रमेण (**आ**) आगच्छन्तु कीदृशः वाजैः बलैः नानक्रिया जीवनबलैः परिवृतः। परिवेष्टितः अस्मद्वंशे त्वद्भक्ति विच्छेदो माभूदिति प्रार्थ्यते.

જે વિશ્વંભરના કરૂણાથી અમો બળવાન થઇએ છીએ તે અગ્નિ અગ્રણી પરમાત્મા, સર્વ તેજોથી યુક્ત અગર કૃષ્ણાદિ શરીરવાળા

અમારા અને અમારા પુત્રોના તરફ યોગ્ય સમયે જ્ઞાનક્રિયા અને જીવન બળ સહિત આવો.

અમારા વંશમાં આપની ભક્તિ તુટે નહિ તેવી પ્રાર્થના છે.

**पञ्चमः प्रपाठकः वा० सा०**

**सुमन्मा वस्वी रन्ती सूनरी ॥८६॥**

**प्र ८. अ १. सू १४. ऋ १ जीवोक्तिः**

परमात्मन् मदीयो निर्विकार समाधि विशेषो वैशारद्यं गतः (**सुमन्मा**) शोभन ज्ञान जनक ऋतंभराख्य प्रज्ञोत्पादको भवतु "ऋतंभरा तत्र प्रज्ञेति" योगसूत्रम् तत्र तस्मिन्निर्विचार वैशारद्ये ऋतं सत्यं सर्वेषां भावानां यथार्थ स्वरुपं बिभर्ति विषयत्वेन धारयति समस्त वस्तु तत्व गोचरा ऋतंभरा प्रज्ञा भवतीति तदर्थः। किञ्च मदीयौ कुम्भक, रेचक, पूरकाख्यप्राणायामप्रत्याहारौ (**वस्वी**) वसु–धनं वसत, आच्छादयति तिरोभावयति दारिद्र्यं तद्वन्तौ लक्षणया धर्ममेघ समाधि लक्षण धन दायितौ वसु शब्दान्मत्वर्थं छन्दसि विनियौचेति ई प्रत्ययः विभक्तेः पूर्व सवर्णः (**रन्ती**) निर्विकल्पक समाधौ रमयितारौ रमेर्ण्यन्तात्कर्तरि क्तिच् (**सूनरी**) सुनेतारो शोभनस्य त्वत्स्वरुपस्य प्रापकौ सुपूर्वात् नृनये (**क्र० प०**) इत्यस्मादिन् प्रत्ययः

હે પરમાત્મન્! મારી નિર્વિચાર નામની સમાધિ ઉત્તમતાને પામીને સુંદર જ્ઞાનને આપનાર એટલે ઋતંભર નામની પ્રજ્ઞાને ઉત્પન્ન કરનાર બનો.

**નિર્વિચાર** વિસ્તૃત બને તો. સર્વ ભાવના ઋતં એટલે સત્ય ભાવને પૂર્ણ સ્વરૂપથી બતાવે છે તે ઋતંભર પ્રજ્ઞા નામથી ઓળખાય છે તેમ યોગ સુત્રમાં છે. વળી મારા કુંભક રેચક પૂરક નામના પ્રાણાયામો અને પ્રત્યહારો દારિદ્રયને નાશ કરનાર ધનને આપનાર બનો. તાત્પર્ય ધર્મમેઘ સમાધિના લક્ષણવાળા ધનને આપનાર નીવડો, નિર્વિકલ્પ સમાધિમાં રમનારાઓ આપના સુંદર રૂપને પ્રાપ્ત કરનાર બને છે.

**सरूप ! वृषन्ना गहीमौ भद्रौ धुर्यावभि ।**
**ता विमा उप सर्पतः ॥५७॥**

**प्र ८. अ १. सू १४. ऋ २ जीवोक्तिः**

(**सरूप**) समान रूप सदैकरसजगदीश्वर (**वृषन्**) सोपासकाभिष्ठ वर्षक (**भद्रौ**) समाधि सुखप्रदौ (**धुर्यौ**) मुख्यौ (**अभि**) त्वामभिगमयितारौ इमौ प्राणायामप्रत्याहारौ (**आगही**) आगच्छ अङ्गीकुरु सफलयेति यावत मतः (**तौ ईमौ**) उपसर्पतः निःशंसव्यं त्वत्समीपं नयताम्

હે પ્રભુ ! હંમેશાં એકરૂપ પોતાના ભક્તોને ઇચ્છિત આપનાર, સમાધિનુ સુખ આપનાર મુખ્ય, આપના તરફ લાવનારા પ્રાણાયમ અને પ્રત્યાહારને સફળ કરો તે બન્ને નક્કી અમને આપની સમીપ લાવે છે.

**नीव शीर्षाणि मृढ्वं मध्य आपस्य तिष्ठति ।**
**शृङ्गेभिर्दशभिर्दिशन् ॥५८॥**

**प्र ८. अ १. सू १५. ऋ ३ ईशोक्तिः**

अयि साधकाः । यूयं आपस्व कर्मभिप्राप्यमाणास्य देहस्य (मध्ये) अन्तः तिष्ठति वर्तते यन्मनस्तत् (**शीर्षाणि**) शिरान्सि लक्षणया तत्स्थानि चक्षुरादिन्द्रियाणिच. (**नीमृड्मिव**) शोधयध्वं मनराहितं सकलेन्द्रियं प्रत्याहारेण वशी कुरुध्वं मुख्य मार्जनं पात्रादेरेव संभवति न तु सेन्द्रियस्य-मनसः वशीकरणमेव मार्जनमिति सूचयतुमिव शब्दः चाञ्चल्य मलापकरण साम्यात् । कैः साधनैः (**शृंगेभि** शृंगैः योग मुख्यैः दशभिः पञ्चभिः यमैः पंचभिनियमैश्च (**दिशन्**) दिशन्तः मयि मनः प्रयच्छन्तः अनन्य भावेन माम् ध्यायन्तः साक्षात्कुरुतेति शेषः ।

અયિ સાધકો ! સ્વકર્મથી પ્રાપ્ત કરતા દેહમાં રહેનાર મન, મસ્તક એટલે ઇન્દ્રિય, ચક્ષુ વિગેરે ને શુદ્ધ કરી પ્રત્યાહારથી વશ કરો. ચંચલત્વાદિ મળને સાફ કરો. યોગનાં મુખ્ય યમનિયમાદિ સાધનો વડે મારા વિષે મનને જોડો ધ્યાનથી મારો સાક્ષાત્કાર કરે.

ઇન્દ્રિય સહિત મનને વશ કરવું તે માર્જન છે. આ માર્જનનું સૂચક "ઇવ" શબ્દ છે;

**ऋतावानं वैश्वानर मृतस्य ज्योतिषस्पतिम् ।**
**अजस्रं धर्ममीमहे ॥ ५९ ॥**

**प्र ८. अ २ सू १९. ऋ १ जीवोक्तिः**

( **ऋतावनम्** ) अवश्य भावि फलत्वेन ऋतं सत्यं वेद विदितं यज्ञादि कर्म तद्वन्तं तदध्यक्षं तत्फल प्रदातारं अनाद्यनन्तस्वरुपं वा ( **वैश्वानरम्** ) विश्व नियन्तारं ( **ऋतस्य** ) सत्यस्य ( **ज्योतिषः** ) सूर्यादि पतिं स्वामिनं स्वप्रकाशमनुप्रकाशयितारं "तमेव भान्तमनुभाति सर्वं तस्यभासा सर्वमिदं विभाति इति श्रुतेः ( **अजस्रम्** ) सन्ततम् अनादित्वाद्विच्छेदवर्जितं धर्मं धारकं जगदाधारम् ( **त्वामीमहे** ) ( **ईमहे** ) प्रार्थयामहे.

અવશ્ય ભાવિફળ વાળા વેદમાં જણાવેલા યજ્ઞાદિ કર્મનું ફળ આપનાર આદિને અંત રહિત સ્વરૂપવાળા, વિશ્વને કાબુમાં રાખનાર સૂર્યના, તેજના સ્વામીના, પોતાના જ પ્રકાશને પ્રકાશાવનાર, જગત્ ને ધારણ કરનાર ને આધારરૂપ આપના દર્શનની અમો પ્રાર્થના કરીએ છીએ.

**य इदं प्रति पप्रथे यज्ञस्य स्वरुतिरन् ।**
**ऋतूनुत्सृजते वशी ॥६०॥**

**प्र ८. अ २. सू १९. ऋ २ ईशोक्तिः**

अयिजीव ( **यज्ञस्य** ) योग यज्ञस्य ( **स्वः** ) सुखं आत्मदर्शन लक्षणं फलम् ( **उत्तिरन्** ) वितरन् ददत् ( **इदं** ) जगत् प्रति यः परमेश्वरः पप्रथे प्रख्यातः जगति प्रसिद्धिंगतः सः ( **वशी** ) परमात्मतया वशी कर्ता ( **ऋतून्** ) योग यज्ञोपयुक्तान् समयान् उत्सृजते निर्मिमीते येन योग यज्ञं विधाय मामू द्रष्टुं क्षमन्ते इति वेति शेषः

અરે જીવો ! યોગ યજ્ઞના સુખ (આત્મદર્શન લક્ષણવાળા ફળ) ને આપતા આ જગત્માં પ્રખ્યાતિ પામેલાને વશ કરનાર પ્રભુ યોગ યજ્ઞને અનુકુળ સમયને ઉત્પન્ન કરે છે જેના વડે યોગ યજ્ઞને કરીને મને જોવાને શક્તિમાન બનો.

**अग्निः प्रियेषु धामसु कामो भूतस्य भव्यस्य ।**
**सम्राडेको विराजति ॥६१॥**

**प्र ८. अ २. सू १२ ऋ ३ ईशोक्तिः**

अयि जन्तो (**प्रियेषु**) आपातरम्येषु (**धामसु**) त्रिषु पृथ्व्यन्तरिक्षद्युलोकेषु (**अग्निः**) अग्रणी (**कामः**) कमनीयः सर्वस्पृहणीयः (**भूतस्य**) अतीतस्य (**भव्यस्य**) भाविनः भविष्यतः वर्तमानस्य च जगतः (**सम्राट्**) स्वामी (**एकः**) अद्वितीयः विराजति विशेषेण दीप्यते तं माम् पश्येति वाक्यशेषः

અયિ પ્રાણિઓ ! શરૂઆતમાં રમ્ય ત્રણ લોકોના ધામમાં અગ્રણી, મનોહર ભૂતભવિષ્ય વર્તમાન જગતના સમ્રાટ્--મને જુઓ.

## षष्ठ प्रपाठकः वा० सा०

**अग्निरिन्द्राय पवते दिवि शुक्रो विराजति ।**
**महिषीव विजायते ॥६२॥**

**प्र ९. अ २. सू ४. ऋ १ जीवोक्तिः**

(**अग्निः**) परमेश्वरः (**इन्द्राय**) इन्दम् आत्मानं जीवं (**पवते**) पुनाति स्वप्रणिधान संजात करुणया तदीयमन्तःकरणं निरस्तपापपुंजमलं विदधाति कीदृशः दिवि द्योतमाने शरीरमध्यवर्ति हार्दाकाशे (**शुक्रः**) शुद्धः दीप्तिमान वाविराजति विभाति पुनः कीदृशः (**महिषी**) महिषपत्नी पट्टराज्ञी वा, यथा विविधानि घृतपय प्रभृतीनि भोग्यजातानि वा जनयति निष्पादयति । तथा विजायते स्वभक्तानां कृते विविधानि सुखानि निष्पादयति (**महिषी**) ग्रहणं मातुरुपलक्षणम् माताशिशुनिव स्वभक्तान् नानाविध भोग्यं भोजयतीत्यर्थः

હે અગ્નિ ! પરમેશ્વર જીવને પવિત્ર કરે છે. ઈશ્વરપ્રણિધાનથી દયાળુ બનીને પાપના ઢગલાને દૂર કરે છે. શુદ્ધ રૂપે પ્રકાશે છે જેવી રીતે પટ્ટરાણી (ભેંસ) દૂધ ઘી રૂપે ભોગ્ય પદાર્થોને ઉત્પન્ન કરે છે તેવી રીતથી પોતાના ભક્તોને સારૂ વિવિધ પ્રકારનાં સુખોને આપ ઉત્પન્ન કરો છો.

મહિષી શબ્દ માતા સમાન ભાવ જણાવનાર છે તેવી રીતનો પ્રભુનો ભક્ત ઉપર ભાવ છે.

**नमः सखिभ्यः पूर्वं सद्भ्यो नमः साकन्निषेभ्यः ।**
**युञ्जे वाचं शतपदीम् ॥६३॥**

**प्र ९. अ २. सू ७. ऋ १ जीवोक्तिः**

(**पूर्वसद्भ्यः**) मत्तः पूर्वं इश्वराराधने प्रवृतेभ्यः तथा (**साकन्निषेभ्य**) साकं निषद्भ्यः मया सार्धं भगवद् ध्याने प्रवर्तमानेभ्यः (**सखिभ्यः**) सहचरेभ्यः मित्रेभ्यः (**नमः**) नमस्कारोऽस्तु (**शतपदीम्**) अनन्तफलाम् (**वाचम्**) वाचमोंकार रुपाम् (**युञ्जे**) अहं मनसा युनज्मि जपाय इतिशेषः

અમારા પહેલાં ઈશ્વિરારધનમાં પ્રર્વતેલા ને મારી સાથે ધ્યાન કરનાર મિત્રોને નમસ્કાર હો ! અનન્ત ફળવાળી ૐકાર વાણીમાં હું મનને જપ માટે જોડુ છું.

**युञ्जे वाचं शतपदीं गाये सहस्र वर्तनि ।**
**गायत्रं त्रैष्टुभं जगत् ॥६४॥**

**प्र ९. अ २. सू ७. ऋ २ जीवोक्तिः**

(**सहस्रवर्तनि**) सहस्रं वर्तनयः वर्तनानि गमनानि गमनागमनानि यत्र स सहस्रवर्तनि संसारः तत्र विभक्ति लोपश्छान्दसः (**गायत्रम्**) (**त्रैष्टुभम्**) जगत् जागतम् गायत्रीत्रिष्टुब् जगति छन्दः सम्बद्धं साम तद्रुपां वेदत्रयी सारभूतां वा (**शतपदीम्**) अनन्त फलां वाचं प्रणवरुपां (**युञ्जे**) जपायमनसा योजयामि किंच (**गाये**) गाययामि

तद्वाचा परमात्मनः सद्य प्राप्त्यै ऊच्चैरुच्चारयामि सहस्रवर्तनीति गान विशेषं वा सहस्र प्रकारं इत्यर्थः ॥

હજારો જન્મવાળા સંસારમાં ગાયત્રિ ત્રિષ્ટુપ્ વિગેરેથી યોજાયેલા સામવેદના સારભૂત ત્રણે વેદોની સારભૂત અનન્ત રૂપવાળી પ્રણવ ૐકાર વાણીના જપ માટે મનની સાથે જોડું છું. વળી ગાન કરૂંછું. તે વાણીને પરમાત્માને જલદીથી મેળવવા મોટેથી ઉચ્ચારૂં છું.

**गायत्रं त्रैष्टुभं जगत् विश्वारुपाणि संभृता ।**
**देवा ओकान्सि चक्रिरे ॥६७॥**

**प्र ९. अ २. सू ७. ऋ ३ ईशोक्तिः**

अयि मनुष्याः ( गायत्रं ) गायत्री छन्दोऽधिष्ठात्रग्निदेव जातत्वादृग्वेदः (**त्रैष्टुभम**) तच्छन्दोऽभिमानीन्द्रदेव प्रवर्तितत्वाद् यजुर्वेदः (**जगत्**) जागतम् जगति छन्दोऽधिपति सूर्याविर्भूतत्वात् सामवेदः (**विश्वा**) विश्वानि नानाविधानि (**रुपाणि**) (**संभृतः**) संभृतानि तैर्वेदैः संपादितानि वेदैरेवः भवतां सर्वे लोकाः संपाद्यन्त इतिभावः किञ्च एभिः वेदैरेव देवा ज्ञानातिशयेन ततुल्यविद्वान्सः (**ओकान्सि**) पृथ्व्यन्तरिक्षद्युस्थानानि चक्रिरे कुर्वते निष्पादयन्ति ॥

અરે મનુષ્યો ગાયત્રિ પ્રધાન ઋગવેદ, ત્રિષ્ટુપ્ પ્રધાન યજુર્વેદ, જગતછન્દ પ્રધાન સામવેદ તેવાં નાના પ્રકારનાં રૂપોથી એકઠા મળેલા તે વેદોથી તમારા સર્વ લોકોને ઉત્પન્ન કરે છે આજ વેદો વડે દેવો ઘણા જ જ્ઞાનવાળા દેવ તુલ્ય વિદ્વાનો પૃથ્વી અને અંતરીક્ષને બનાવે છે.

**अग्निर्ज्योतिर्ज्योतिरग्निरिन्द्रोज्योतिर्ज्योतिरिन्द्रः ।**
**सूर्यो ज्योतिर्ज्योतिः सूर्यः ॥६८॥**

**प्र ९. अ २. सू ८. ऋ १ ईशोक्तिः**

अयि मर्त्य अग्नि इन्द्रादित्य ज्योतींषि क्रमेण पृथ्व्यादि लोकत्रय-

वर्ति समस्तवस्तुजातं प्रदातुं क्षमन्ते॥ सर्वदेवैः समं ज्योतिश्च विनिमयोऽविना भाव बोधनाय।

અર્થઃ--મનુષ્ય ! અગ્નિ, ઇન્દ્ર અને આદિત્ય-ક્રમપૂર્વક પૃથ્વી આદિ ત્રણ લોકની સર્વ વસ્તુઓને તેજ આપવાને શક્તિમાન છે. હમેશાં તેજ અંધકારને નાશ કરનાર છે.-[અગ્નિને જ્યોતિના પરસ્પર કાયમ સંબંધ છે. તેમજ અગ્નિને ઇન્દ્રને પણ તેવોજ છે.]

**सहरय्या निवर्तस्वाग्ने पिन्वस्व धारया।**
**विश्वप्स्न्या विश्वतस्परि ॥६७॥**

**प्र ९. अ २. सू ८. क्र २. जीवोक्तिः**

(**अग्ने**) लक्षणया तेजस्वरुप परमात्मन् (**सहरय्या**) वेगेन समं सत्वरं (**निवर्त्तस्व**) कुमार्गात् (**निवारय**) (**विश्वप्स्न्या**) विश्वस्य समस्तस्योपद्रवजातस्य भक्षिकया शमयित्र्या धारया त्वद्भक्तिपियूष धारया धारयति भगवति पुरुषं स्थापयति धारा भगवत् प्रीति तया वा (**पिन्वस्व**) सिञ्च प्रीणय वा कीदृश्या (**विश्वतः**) सर्वस्मात् (**परि**) उपरि वर्तमानयेति शेषः सर्वोत्तमयेत्यर्थः प्साभक्षणे (अ० प्र०) ततः क्विन् क्त्वादाकार लोपः प्साति भक्षयति **प्स्नः**॥

અર્થઃ—તેજ સ્વરૂપ પરમાત્મન્! ખરાબ માર્ગથી જલદીથી રોકો. સમસ્ત ઉપદ્રવને શમાવનાર સર્વોત્તમ, તમારી ભક્તિની પ્રેમ-રૂપી ધારાથી અમારૂં સિંચન કરો.

**अभि वाजी विश्वरुपो जनित्रं हिरण्ययं बिभ्रदत्कं सुपर्णः।**
**सूर्यस्य भानुमृतुथा वसान परिस्वयं मेधमृज्रोजजान ॥६८॥**

**प्र ९. अ २. सू १२. क्र १**

भगवन् (**विश्वरुपः**) विविधरुप भूत चतुरशितिलक्षसंख्यासु योनिषु परिभ्राम्यन् (**सुपर्णः**) शरीरवृक्षहृन्नीडवासि पक्षिविशेषो जीवोद्वा "सुपर्णेति" मुण्डक श्रुतौ सुपर्ण शब्दस्य जीववाचित्व दर्शनात् (**हिरण्ययम्**)

हिरण्ययं "हिरण्य श्मश्रुरित्यादि छान्दोग्य श्रुतेः" **स्वर्ण सन्निभं प्रकाश** स्वरुपं ( **बिभ्रत** ) सर्वपोषकं ( **अत्कम्** ) सन्ततम् सर्वत्रव्याप्तं अत् सातत्य गमने ( **भू० प०** ) क्विप् ततः स्वर्थिकः कः ( **अभि** ) अभिगच्छति इति शेषः कीदृशो जीवः ( **वाजी** ) वेगान्वितः भवत्समक्षं त्वरमायाति इत्यर्थः । सूर्यस्य योगभास्करस्य ( **भानुम्** ) योगसमाधिजामृतं ऋतंभरांप्रज्ञां (**ऋतुथा**) ऋतुषु सर्वेषु सर्वदेति यावत् ( **वसानः** ) वस्त्रवत्परिदधानः सततं भजमानः ( **ऋज्रः** ) सरलः निष्कपटं भवत्पथि प्रचलन् (**परि**) परितः सर्वथः स्वयं स्वकीयं मानुषं विग्रहम् (**मेघम्**) पवित्रम् ( **जजान** ) जनयति भक्तिबलेन त्वं साक्षात्कृत्य सफलजन्मा भवतीत्यर्थः

જીવઃ--હે ભગવન્! ચોર્યાશી લક્ષ યોનીમાં ભટકતો શરીર વૃક્ષના હૃદયરૂપી માળામાં રહેનારો જીવ હિરણ્યગર્ભ સોના સરખા પ્રકાશમાન સ્વરૂપવાળા સર્વપોષક સર્વવ્યાપક આપની પાસે જલદીથી આવે છે. યોગસૂર્યના પ્રકાશ યોગની સમાધિથી ઉત્પન્ન થતી ઋતંભરા પ્રજ્ઞાને-હમેશાં વસ્ત્ર માફક પહેરતો એટલે હંમેશ પ્રકાશતો નિષ્કપટ આપના માર્ગમાં ચાલતો, પોતાના મનુષ્યશરીરને સર્વથા પવિત્ર કરે છે. એટલે કે ભક્તિ બળથી આપનો સાક્ષાત્કાર કરીને જન્મ સફળ કરે છે.

**अप्सुरेतः शिश्रिये विश्वरुपं तेजः पृथिव्यामधीयत् संबभूव । अन्तरिक्षे स्वं महिमानं मिमानः कनिक्रन्ति वृष्णोऽश्वस्यरेतः ॥**

॥६९॥ प्र ९ अ २ सू १२ ऋ २ जीवोक्तिः

विश्वेश ! (**अप्सु**) अव ग्रहणं कारणत्वेन मूल प्रकृतेरुपलक्षणं तथा च प्रकृतौ जगदम्बायां (**रेतः**) बीजम् बीजधारकं जगद्गर्भ स्थापकं (**विश्वरुपम्** ) सर्वात्मानं त्वां (**शिश्रिये**) अध्याश्रितवान् प्रपन्नोऽस्मि कीदृशं त्वां (**यत्**) यः (**पृथिव्याम्**) भूमौ (**तेजः**) सस्यादि

उत्पादनसामर्थ्यं (**अधिबभूव**) अधिक्येन भावयति निष्पादयति किंच (**अन्तरिक्षे**) द्यावापृथ्व्यार्मध्यवर्तिनि प्रदेशे अन्तरेमे रोदस्यौक्षयति निवसति यत्तदन्तरिक्षमिति देवराजः (**स्वं**) स्वकीयम् (**महिमानम्**) महत्वं विभवं विभूतिं ( (**मिमानः**) प्रकटयन् (**वृष्णः**) वर्षकस्य स्वकरैर्जलमाकृष्य सहस्रगुणं पुनरुत्सृजतः वृष्टिरुपेण भुमौ पातयतः (**अश्वस्य**) न, श्वयति वर्धते सोऽश्वः वृद्धिह्रासवर्जितो निर्विकारः सर्वदैकरसः सूर्यस्यतस्य अश्नुवानस्य करजालैः सर्वं व्याप्नुवतो वा (**रेतः**) सारं भुमेरुपर्याकृष्टमम्भः क्षेपतुं (**कनिक्रन्दति**) भृशं शब्दायते मेघ गर्जितुं विदधाति आह्वयति लक्षणया निपातयति वा ।

હે વિશ્વેશ ! જગતની માતારૂપ મૂળ પ્રકૃતિમાં જગતના ગર્ભને સ્થાપન કરનાર બીજને તમે રોપ્યું છે. જે ભૂમિ ઉપર ધાન્યાદિ ઉત્પન્ન કરનાર શક્તિવાળું અધિકતાથી થયું છે. અન્તરિક્ષમાં પોતાના મહિમાને પ્રગટ કરતું તે વર્ષારૂપ સહસ્ર ઘણું બની ભૂમિપર વરસાદ વરસાવે છે. વૃદ્ધિને ક્ષય રહિત હંમેશાં એકજ રસવાન સૂર્યના કિરણરૂપી હાથથી પૃથ્વીના સારને ખેંચીને વૃષ્ટિરૂપે પૃથ્વી પર ફેંકે છે.

**अयं सहस्रा परियुक्ता वसानः सूर्यस्य भानुं यज्ञो दाधार ।**
**सहस्रदाः शतदा भूरिदावा धर्ता दिवो भुवनस्य विश्पतिः ।७०।**

**प्र ९. अ २. सू १२. ऋ ३ जीवोक्तिः**

(**दिवः**) स्वर्गस्य न केवलं तस्य किन्तु (**भुवनस्य**) भुतजातस्य सर्वस्य लाकस्य (**धर्ता**) धारकः (**विश्पतिः**) विशां प्रजानां पति पालकः (**सहस्रदा**) (**शतदा**) (**वा**) अथ (**भूरिदा**) बहु दानः यो य पुमान यावद्याचते शतं सहस्रं बहुतरं वा तस्मै तावत्प्रयच्छति इत्यर्थः (**यज्ञः**) यष्टव्य अयं स्वात्मतयाऽपरोक्षः परमात्मा (**युक्त**) युक्तानि स्वकर्तव्यलग्नानि (**सहस्रः**) सहस्राणि ब्रह्माण्डानि (**परि**) परितः सर्वासु दिक्षु (**वसान**) वासयन् (**सुर्यस्य**) आदित्यस्य (**भानुं**) प्रकाशं (**दधार**) धारितवान् दत्तवान् स परमेश्वरः ममाश्रयः

સ્વર્ગના ને ત્રણ ભુવનના એટલે સર્વ લોકના ધારણ કરનાર પ્રજાઓના પાલકને જેમ જેમ માણસો માગે છે, તેમ તેમ સેંકડોથી, હજારોથી, અગર બહુજ રીતે આપનાર તમે છો. પૂજ્ય! સ્વાત્મભાવથી અપરોક્ષ પરમાત્મા પોતાના કર્તવ્યમાં જોડાએલાં હજારો બ્રહ્મનાં અણુઓને સર્વ દિશાઓમાં ફેલાવતા આપ સૂર્યને પ્રકાશ આપો છો તેજ પરમેશ્વર મારા આધાર છે.

## परिशिष्ट मंत्राः

**असौ या सेना मरुतः परेषामभ्येति न ओजसा स्पर्द्धमाना।**
**तां गूहत तमसा अपव्रतेन यथैतेषामन्यो अन्यं न जानात् ॥७१॥**

**प्र. ९. अ ३. सू ४. ऋ ३**

मरुतः इन्द्रसहचराः देवाः (**असौ**) सन्नद्धाः विप्रकृष्टा वा (**परेषाम्**) सपत्नानां (**सेना**) (**ओजसा**) बलेन (**स्पर्धमाना**) ईर्षा कुर्वाणः (**नः**) अस्मान् (**अभ्येति**) (**तां**) (**अपव्रतेन**) येन कर्माणि नश्यन्ति तदपव्रतम् अशक्यकर्मानुष्ठानं जाड्यमिति यावत् (**तेन**) तमसा अन्धकारेण तथा गूहत संवृणुत आच्छादयत यथा एतेषाम् सैनिकानां मध्ये कश्चित् (**अन्यो अन्यम्**) परस्परं नजानात् नजानीयात्

અરે ઈન્દ્રના સહચારી દેવો! પેલી અમારા દુશ્મનોના બળથી સ્પર્ધા કરતી સેના અમારા ઉપર હુમલો કરે છે, તેમને કામ કરવામાં અશકત એવી રીતે કરો કે અંધકારથી ઢાંકી દો ને સૈનિકોમાંથી કોઈ પરસ્પર એક બીજાને ઓળખી શકે નહી.

**कङ्काः सुपर्णा अनुयन्त्वेनान् गृध्राणामन्न मसा वस्तु सेना।**
**मैषां मोच्यघहार श्च नेन्द्र वयां स्वेनाननु संयन्तु सर्वान् ॥७२॥**

**प्र. ९. अ ३. सू ६. ऋ १ जीवोक्तिः**

(**सुपर्णा**) सुपतनाः (**कंका**) क्रव्याद पक्षिविशेषः (**एनान्** शत्रून्

(**अनुयन्तु**) अनुगच्छन्तु (**असौसेना**) (**गृध्राणाम्**) पतत्रि विशेषाणाम् (**अन्नम्**) भोज्यम् (**अस्तु**) भवतु (**एषाम्**) सपत्नां मध्ये कश्चित् (**मामोचि**) न मुच्येत् किञ्च (**अघहार**: अघं पापं हरति आहरति प्रापयति संपादयति सो अघहारः पापीयान् (**न मोचीत्यनुषङ्गः**) विमुक्तो न भवेदित्यर्थः किं बहुनां (**एनान् सर्वान्** (**वयांसि**) गृध्रादि पक्षिणः (**अनुसंयन्तु**) सम्यगनु गच्छन्तु अस्मदीय शत्रु संदोहः नश्येदित्यर्थः

સારી પાંખવાળા માંસ ભક્ષી પક્ષીઓ શત્રુઓની પાછળ જાઓ. આ સેના ગૃધ્રોનું ભક્ષણ બનો. શત્રુઓમાંથી કોઇને તે છોડે નહિ.

આ બધાની પાછળ ગીધપક્ષીઓ પડો અમારા બધા શત્રુઓ નાશ પામો.

**अमित्र सेनां मघवन्नस्मां छत्रु यतीमभि ।**
**उभौ तामिन्द्र वृत्र हन्नग्नि श्च दहतं प्रति ॥७३॥**

**प्र १. अ ३. सू ६. ऋ २ जीवोक्तिः**

(**मघवन्**) समस्त धन स्वामिन (**वृत्रहन्**)अस्मत्परि पथिहन्तः त्वं (**अग्निश्च**) (**उभौ**) युवाम् (**अस्मान्**) (**अभि** अभ्यागच्छन्तीं (**शत्रुयतीम्**) शत्रुत्वमुपगताम् शत्रुभाव भजमानां शत्रु शब्दोभाव प्रधानः एतेः शतृप्रत्ययान्तान्ङीम् " इणोयण " शत्रु शब्दान् क्यजन्तात् शतृप्रत्यये वा ङीप दैर्घ्याभ वश्छान्दस तत्र शत्रुमिच्छन्तीं विजिघृक्षन्तीमित्यर्थः (**ताम्**) अस्मन्नाशोद्युक्ताम् (**अमित्रसेनाम्**) विपक्ष ध्वजिनीम् (**प्रति**) प्रति निवर्तयतम् प्रतिनिवृताया पुरागमन भयादाह (**दहतम्**) भस्मसात्कुरुताम्

હે સમસ્ત ધનના સ્વામિન્! અમારી અડચણને દૂર કરનાર. તમે અને અગ્નિ, અમારા ઉપર દુશ્મનાવટ ધારણ કરનાર વિરોધ કરવાની ઇચ્છાવાળી અમારા તરફ ધસી આવતી, દુશ્મનની સેનાને દૂર હવો અને બાળી મૂકો.

**इन्द्रस्य बाहू स्थविरौ युवानावनाधृष्यौ सुप्रतीकावसह्यौ ।**
**तौ युञ्जीत प्रथमौ योग आगते याभ्यां जितम सुराणां सहो महत्॥७४॥**

प्र ९. अ ३. सू ७ क्र ३ जी०

(**इन्द्रस्य**) परमेश्वरस्य गृहीत रामादि विग्रहस्य (**बाहू**) भुजौ (**स्थविरौ**) दृढौ स्थूलौवा (**युवानौ**) नूतनौ कदापि अजीर्णौ **अनाधृष्यौ**) अनभिभवनीयौ (**सुप्रतिकौ**) शोभनाकृती करिकर कल्पौ (**असह्यौ**) केनचित् सोढुमशाक्यो (**प्रथमौ**) प्रतमौ प्रकृष्टौ (**तौ**) बाहू (**योगे**) सन्नियुक्त योधृके संग्रामे आगते समुपस्थि ते (**युंजीत**) युनक्तु भवानिइतिशेषः तौ कौ (**याभ्याम्**) बाहूभ्यां (**असुराणाम्**) (**महत्**) विशालम् (**सहः**) बलम् (**जितम्**) पराभूतम्

રામ આદિ અવતારો લેનાર ઈન્દ્રના બે દઢ, નવીન, હાર ન પામે તેવા સુંદર અસહ્ય, પ્રકૃષ્ટ બાહુઓ (હાથો) યુદ્ધનો સમય આવી પહોંચતાં અમને સહાય આપો; જે હાથવડે આસુરોના મહાન લશ્કરને હરાવ્યું છે.

**अन्धा अमित्रा भवताशीर्षाणोऽहय इव ।**
**तेषां वो अग्नि नुन्नानामिन्द्रो हन्तु वरंवरम् ॥७५॥**

प्र ९. अ ३. सू ८. क्र २ जी०

(**अमित्राः**) भो शत्रवः यूयं (**अशीर्षाणः**) छिन्न मूर्धानः (**अहयः**) सर्पाः इव अन्धाः दृष्टिशून्यः अकिंचित्कराः (**भवत**) अग्निना (**नुन्नानाम्**) दग्धानाम् (**वः**) युष्माकं मध्ये अवशिष्टं वरंवरम् यो यः श्रेयांस्तम् (**इन्द्रः**) (**हन्तु**) हन्यात्

અરે શત્રુઓ તમો કપાએલા મસ્તકવાળા સાપની માફક આંધળા બનો. અગ્નિથી બળતાં તમારામાંથી બાકી જે સારા રહેલા હોય તેમને ઈન્દ્ર મારી નાંખો.

---

**विहितं सामवेदेऽस्मिन् रामभाष्यं यथामति ।**
**वेदार्थ सौधसोपानं प्रियतां तेन माधवः ॥**